મળવાનું ઠેકાણું :
શ્રી અ. ભા. શ્વે. સ્થાનકવાસી
જૈન શાસ્ત્રોદ્ધાર સમિતિ,
ઠે. ગરેડિયાકૂવા રોડ, ગ્રીન લૉજ
પાસે, રાજકોટ, (સૌરાષ્ટ્ર)

Published by
Shri Akhil Bharat S. S.
Jain Shastroddhara Samiti,
Garedia Kuva Road, RAJKOT
(Saurashtra) W. Ry. India.




ये नाम केचिदिह नः प्रथयन्त्यवज्ञां,
जानन्ति ते किमपि तान् प्रति नैष यत्नः ।
उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा,
कालोह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥ १ ॥



हरिगीतच्छन्दः



करते अवज्ञा जो हमारी यत्न ना उनके लिये ।
जो जानते हैं तत्त्व कुछ फिर यत्न ना उनके लिये ॥
जनमेगा मुझसा व्यक्ति कोई तत्त्व इससे पायगा ।
है काल निरवधि विपुल पृथ्वी ध्यान में यह लायगा ॥ १ ॥


मूल्यः रू. २५-००

પ્રથમ આવૃત્તિ : પ્રત ૧૨૦૦
વીર સંવત્ : ૨૪૯૦
વિક્રમ સંવત્ ૨૦૨૦
ઈસવીસન ૧૯૬૪

: મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ,
ઘી કાંટા રોડ, અમદાવાદ,

# श्री भगवती सूत्र भा० सातवें की विषयानुक्रमणिका

अनुक्रमांक | पृष्ठाङ्क

आठवें शतकका आठवां उद्देश



नववां उद्देशा



दशवां उद्देशा

समाप्त

---

## ક્લાસવાર મેમ્બરોની સંખ્યા

તા. ૨૫ -૧૨-૬૩ ના રોજ

૩૦ આદ્યમુરબ્બીશ્રી, રૂા ૫૦૦૦ થી વધુ રકમ ભરનાર
૩૭ મુરબ્બીશ્રી, રૂા. ૧૦૦૦ થી વધુ રકમ ભરનાર
૧૩૩ સહાયક મેમ્બરો, રૂા. ૫૦૦ થી વધુ રકમ ભરનાર
૫૬૬ લાઇફ મેમ્બરો, રૂા. ૨૫૦ થી વધુ રકમ ભરનાર
૪૯ બીજા નંબરના જુના મેમ્બરો, રૂા. ૧૫ થી વધુ રકમ ભરનાર

૮૩૫ કુલ મેમ્બરો

"असंखयं जीविय मा पमायए"

...... શ્રી વિનોદકુમાર વીરાણી



(દીક્ષા લીધા પહેલાં શાસ્ત્રાભ્યાસ કરતા)

જન્મ : પોર્ટસુદાન સાં. ૧૯૯૨

દીક્ષા

ખીચન – (રાજસ્થાન)

સં. ૨૦૧૩ વૈશાખ વદ ૧૨

તા. ૨૬–૫–૫૭ રવિવાર

નિર્વાણ

ફલોદી – (રાજસ્થાન)

સાં. ૨૦૧૩ શ્રાવણ શુદ ૧૨

તા. ૭–૮–૫૭ બુધવાર

समाप्त

---

## ક્લાસવાર મેમ્બરોની સંખ્યા

તા. ૨૫-૧૨-૬૩ ના રોજ

૩૦ આદ્યમુરબ્બીશ્રી, રૂા. ૫૦૦૦ થી વધુ રકમ ભરનાર
૩૭ મુરબ્બીશ્રી, રૂા. ૧૦૦૦ થી વધુ રકમ ભરનાર
૧૩૩ સહાયક મેમ્બરો, રૂા. ૫૦૦ થી વધુ રકમ ભરનાર
૫૬૬ લાઇફ મેમ્બરો, રૂા. ૨૫૦ થી વધુ રકમ ભરનાર
૪૯ બીજા નંબરના જુના મેમ્બરો, રૂા. ૧૫ થી વધુ રકમ ભરનાર

૮૩૫ કુલ મેમ્બરો

# આદ્યમુરબ્બીશ્રીઓ



(સ્વ.) શેઠશ્રી હરખચંદ કાલીદાસ વારિઆ
ભાણવડ.



(સ્વ.) શેઠ રંગજીભાઈ મોહનલાલ શાહ
અમદાવાદ.



૧ વચ્ચે બેઠેલા મોટાભાઇ શ્રીમાન મૂલચંદજી
જવાહીરલાલજી બરડિયા
૨ બાજુમા બેઠેલા ભાઈ મિશ્રીલાલજી બરડિયા
૩ ઉભેલા સૌથી નાનાભાઈ પૂનમચંદ બરડિયા



શેઠશ્રી જેસિંગભાઈ પોચાલાલભાઈ
અમદાવાદ.



સ્વ. શેઠશ્રી આત્મારામ માણેકલાલ
અમદાવાદ.

# આદ્યમુરબ્બીશ્રીઓ



શ્રી વૃજલાલ દુર્લભજી પારેખ
રાજકોટ.



કોઠારી હરગોવિંદ જેચંદભાઈ
રાજકોટ.





શેઠશ્રી મિશ્રીલાલજી લાલચંદજી સા. લુણિયા
તથા શેઠશ્રી જેવંતરાજજી લાલચંદજી સા.



(સ્વ) શેઠશ્રી ધારશીભાઇ જીવણલાલ
બારસી.



સ્વ. શ્રીમાન્ શેઠશ્રી મુકનચંદજી સા.
બાલિયા પાલી મારવાડ.

# બા. બ્ર. શ્રી વિનોદમુનિનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

આ પરમ વૈરાગી અને દયાના પુંજ જેવા આ પુરુષનો જન્મ વિક્રમ સંવત ૧૯૯૨ પોર્ટસુદાન (આફ્રિકા) માં કે જ્યાં વીરાણી કુટુંબનો વ્યાપાર આજ દિવસ સુધી ચાલુ છે, ત્યાં થયો હતો.

શ્રી વિનોદકુમારના પુણ્યવાન પિતાશ્રીનું નામ શેઠશ્રી દુર્લભજી શામજી વીરાણી અને મહા ભાગ્યવાન માતુશ્રીનું નામ મણિબેન વીરાણી, બન્નેનું અસલ વતન રાજકોટ (સૌરાષ્ટ્ર) છે. બેન મણિબેન ધાર્મિક ક્રિયામાં પહેલે-થી જ રૂચિવાળા હતા, પરંતુ શ્રી વિનોદકુાર ગર્ભમાં આવ્યા પછી વધારે દ્રઢધર્મી અને પ્રિયધર્મી બન્યા હતા.

પૂર્વભવના સંસ્કારથી શ્રી વિનોદકુમારનું લક્ષ ધાર્મિક અભ્યાસ અને ત્યાગ ભાવ તરફ વધારે હોવા છતાં તેઓશ્રીએ નોનમેટ્રીક સુધી અભ્યાસ કરી વ્યવહારિક કેળવણી લીધેલી અને વ્યાપારની પેઢીમાં કુશળતા બતાવેલી.

તેઓશ્રીએ યુનાઇટેડ, કિંગડમ, ફ્રાન્સ, બેલ્જીયમ, હોલેન્ડ, જર્મની, સ્વીઝર્લેન્ડ, તેમજ ઈટાલી, ઈજીપ્ત વગેરે દેશોમાં પ્રવાસ કરેલ. સં. ૨૦૦૯ ના વૈશાખ માસ, સને ૧૯૫૩ માં લંડનમાં રાણી એલીઝાબેથના રાજ્યારોહણ પ્રસંગે તેઓશ્રી લંડન ગયા હતા. કાશ્મિરનો પ્રવાસ પણ તેમણે કરેલ, દેશ પરદેશ ફરવા છતાં પણ તેમણે કોઈ વખતે પણ કંદમૂળનો આહાર વાપરેલ નહીં.

ઉગતી આવતી યુવાનીમાં તેઓશ્રીએ દુનિયાના રમણીય સ્થળો જેવાં કે કાશ્મિર, ઈજીપ્ત અને યુરોપનાં સુંદર સ્થળોની મુલાકાત લીધી હોવા છતાંએ તેઓને રમણીય સ્થળો કે રમણીય યુવતીઓનું આકર્ષણ થયું નહીં. એ એના પૂર્વભવના ધાર્મિક સંસ્કારનો જ રંગ હતો અને એ રંગે જ તેમને તે બધું ન ગમ્યુ અને તુરત વતન પાછા ફર્યા અને સાધુ–સાધ્વીજીનાં દર્શન કરવાને ઠેકઠેકાણે ગયા અને તેમના ઉપદેશનો લાભ લીધો અને વૈરાગ્યમાં જ મન લાગ્યું. હુંડા–કાલ અવસર્પિણિના આ દુષમ નામના પાંચમા આરાનું વિચિત્ર વાતાવરણ જોઈ તેમને કંઇક ક્ષોભ થતો કે તુરત જ તેનો ખુલાસો મેળવી લેતા અને ત્યાગ ભાવમાં સ્થિર રહેતા. દેશ–પરદેશમાં પણ સામાયિક, પ્રતિ-ક્રમણ, ચોવિહાર આદિ પચ્ચક્ખાણ તેઓ ચૂકયા નહીં. ઊંચી કોટિની શૈયાનો ત્યાગ કરી તેઓ સૂવા માટે માત્ર એક શેતરંજી, એક ઓસીકું અને ઓઢવા માટે એક ચાદર ફક્ત વાપરતા અને પલંગ ઉપર નહીં પણ ભૂમિ પર જ શયન કરતા અને પહેરવા માટે એક ખાદીનો લેંઘો અને ઝભ્ભો વાપરતા, કોઈ વખતે કબજો પહેરતા, બહુ ઠંડી હોય તો વખતે સાદો ગરમ કોટ પહેરી લેતા અને મુહપત્તિ, પાથરણું, રજોહરણ અને બે ચાર ધાર્મિક પુસ્તકની ઝોળી

સાથે રાખતા, સંડાસમાં નહીં પણ જંગલમાં એકાંત જગ્યામાં વધે ભાગે શરીરની અશુચિ દૂર કરવા જતા, બોલતા ચાલતા, સંડાસ અને પેશાબ સંબંધીમાં જીવદયાની બરાબર જતન કરતા હતા

દેશમાં કે પરદેશમાં જ્યારે તેમને કોઇની સાથે મળવાનું થતું ત્યારે તેમની સાથે અહિંસામય જૈન ધર્મનું સ્વરૂપ પ્રકટ કર્યા વગર રહેતા નહીં.

દીક્ષાર્થીઓને જલદી દીક્ષા લેવાની પ્રેરણા કરતા અને એમ જ કહેતા કે કાળીનો કોઈ ભરોસો નથી. "असंखयं जीवियं मा पमायए" આયુષ્ય તૂટવાં વાર લાગતી નથી, તૂટ્યું જીવન સંધાતું નથી માટે ધર્મકરણીમાં સમયમાત્રનો પ્રમાદ ન કરવો જોઇએ.

ગોંડલ સંપ્રદાયના ઘણાખરા પૂ મુનિવરો અને પૂ મહાસતીજીઓનો તથા બોટાદ સંપ્રદાયના પૂ આચાર્યશ્રી માણેકચંદજી મહારાજ અને દરિયાપુરી સંપ્રદાયના શાંત-શાસ્ત્રજ્ઞ પૂ મુનિશ્રી ભાયચંદજી મહારાજ શ્રમણ સંઘના મુખ્ય આચાર્યશ્રીજી આત્મારામજી મહારાજ તપોમય જ્ઞાનનિધિ શાસ્ત્રોદ્ધારક બા. બ્ર પૂ આચાર્ય મહારાજ શ્રી ઘાસીલાલજી મહારાજ વગેરે અનેક સાધુ-સાધ્વીઓના ઉપદેશનો તેમણે લાભ લીધેલ મુંબઇમાં સં ૨૦૧૧ સાલમાં શ્રી ધર્મસિંહજી મહારાજના સંપ્રદાયના પંડિતરત્ન શ્રી લાલચંદજી મહારાજનો પરિચય થયો લાલચંદજી મહારાજ પોતે સંસારપક્ષના ત્રણ પુત્રો અને બે પુત્રીઓ એમ કુલ ૬ જણે આખા કુટુંબે સંયમ અંગીકાર કરેલ, તે જાણી તેમને અદ્ભૂત ત્યાગ ભાવના પ્રગટ થઈ કે જે કદી ક્ષય પામી નહીં

આ પહેલાં તેઓ જ્યારે માતાપિતાની સાથે પૂજ્ય આચાર્ય શ્રી માણેકચંદજી મહારાજના દર્શને બોટાદ ગયેલા ત્યારે તેમના ઉપદેશની જે અસર થઇ તે પણ મુખ્ય અસર પડેલી હતી અને બીજી અસર તે પૂજ્ય લાલચંદજી મહારાજના કુટુંબની દીક્ષા એ હતી. આ બેઉ પ્રસંગોએ પૂર્વ ભવની બાકી રહેલી આરાધનાને પૂરી કરવાના નિમિત્તરૂપ હોઇને વખતો વખત તેઓ માતા-પિતા પાસે દીક્ષાની આજ્ઞા માગતા હતા અને તેનો જવાબ તેમના પિતાથી તરફથી એક જ હતો, જે હજુ વાર છે સમય પાકવા દીઓ, જ્ઞાનાભ્યાસ વધારો.

સં ૨૦૧૨ ના અષાઢ સુદી ૧૫ થી શ્રી જિનોદકુમારે ગોંડલ સંપ્રદાયના શાસ્ત્રજ્ઞ પૂ આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ સાહેબ પાસે વેરાવળ ચાતુર્માસ દરમ્યાન ખાસ નિયમિત રીતે દીક્ષાની તૈયારી કરવા માટે તેમની પાસે જ્ઞાનાભ્યાસ કર્યો તેની સાથે પૂ આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજના સંસારપક્ષના કુટુંબી, દીક્ષાના ભાવિક શ્રી જયસુખભાઇ પણ જ્ઞાનાભ્યાસ કરતા હતા તેઓએ ત્યાં એવો નિર્ણય કરેલો કે આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ

પાસે આપણે બન્નેએ દીક્ષા લેવી, પહેલાં વિનોદકુમારે અને પછી શ્રી જસરાજભાઇએ દીક્ષા લેવી, શ્રી જસરાજભાઇની દીક્ષા તિથિ પૂ. શ્રી પુરુષોત્તમજી મહારાજ સાહેબે સં. ૨૦૧૩ ના જેઠ સુદ ૫ ને સોમવારે માંગરોલ મુકામે નક્કી કરી. શ્રી જસરાજભાઈ વિનોદકુમારને રાજકોટ મળ્યા શ્રી વિનોદકુમારે શ્રી જસરાજભાઇની યથાયોગ્ય સેવા બજાવી, માંગરોલ રવાના કર્યા અને પોતે નિશ્ચયપૂર્વક દીક્ષા માટે આજ્ઞા માગી પણ તેઓના પિતાશ્રીની એકને એક વાણી સાંભળીને તેમને મનમાં આઘાત થયો અને દીક્ષા માટેનો તેમણે બીજો રસ્તો શોધી કાઢયો.

પૂજ્યશ્રી લાલચંદજી મહારાજ અને તેમના શિષ્યોનો પરિચય મુંબઇમાં થયેલ હતો અને ત્યારબાદ કોઇ વખત પત્રવહેવાર પણ થતો હતો. છેલ્લા પત્રથી તેમણે જાણેલ હતું, જે પૂજ્ય શ્રી લાલચંદજી મહારાજ, ખીચન ગામે પૂ આચાર્ય શ્રી સમર્થમલજી મહારાજ સાહેબ પાસે જ્ઞાનાભ્યાસ અર્થે ગયા છે પોતાને પિતાશ્રીની આજ્ઞા (દીક્ષા માટે) મળે તેમ નથી અને દીક્ષા તો લેવી જ છે. આજ્ઞા વિના કોઈ સાધુ મુનિરાજ દીક્ષા આપશે નહીં અને સ્વયમેવ દીક્ષા સૌરાષ્ટ્રમાં લઇને આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે જવામાં ઘણાં વિઘ્નો થાશે, એમ ધારીને તેઓએ દૂર રાજસ્થાનમાં ચાલ્યા જવાનું નક્કી કર્યું.

તા. ૨૪-૫-૫૭ સં. ૨૦૧૩ ના વૈશાખ વદ ૧૦ ને શુક્રવારના રોજ સાંજના માતુશ્રી સાથે છેલ્લું જમણ કર્યું. ભોજન કરી, માતુશ્રી સામાયિકમાં બેસી ગયા. તે વખતે કોઇને જાણ કર્યા વગર દીક્ષાના વિઘ્નોમાંથી બચવા માટે ઘર, કુટુંબ, સૌરાષ્ટ્રભૂમિ અને ગોંડલ સમ્પ્રદાયનો પણ ત્યાગ કરી તેઓ ખીચન તરફ રવાના થયા.

શ્રી વિનોદમુનિના નિવેદનપરથી માલુમ પડયું કે તા. ૨૪-૫-૫૭ ના રોજ રાત્રે આઠ વાગે ઘેરથી નીકળી, રાજકોટ જંકશને જોધપુરની ટિકિટ લીધી. તા ૨૫-૫-૫૭ ના સવારે ૮ વાગ્યે મહેસાણા પહોંચ્યા. ત્યાં અઢી કલાક ગાડી પડી રહે છે, તે દરમ્યાન ગામમાં જઇને લોચ કરવા માટેના વાળ રાખીને બાકીના કઢાવી નાખ્યા અને ગાડીમાં બેસી ગયા. મારવાડ જંકશન તથા જોધપુર જંકશન થઇને તા. ૨૬-૫-૫૭ ની વહેલી સવારે ૪।। વાગ્યે ફલોદી પહોંચ્યા ત્યાંથી પગે ચાલીને ખીચન ઉપાશ્રયમાં પહોંચ્યા અને ઉપાશ્રયમાં બિરાજતા મુનિવરોના દર્શન કર્યા, વંદણા નમસ્કાર કરી સુખશાતા પૂછી બહાર નીકળ્યાં અને પોતાના સામાયિકના કપડાં પહેર્યાં અને પછી પૂજ્ય શ્રી મુનિવરોની સન્મુખ સામાયિક કરવા બેઠા, તેમાં "जाव नियमा पज्जुवासामि दुविहं तिविहेण" ના બદલે "जाव जीव पज्जवासामि तिविहं

તિવિહેણં" બોલ્યા તે શ્રી લાલચંદજી મહારાજે સાંભળ્યું અને તેઓશ્રીએ પૂછ્યું કે 'વિનોદકુમાર! તમે આ શું કરો છો, તેનો જવાબ આપવાને બદલે "अप्पाणं वोसिरामि" બોલી પાઠ પૂરો કર્યો અને પછી વિનયપૂર્વક બે હાથ જોડીને બોલ્યા કે "સાહેબ! એ તો બની ચૂક્યું અને મે સ્વયમેવ દીક્ષા લઈ લીધી બરાબર જ છે અને તેમાં કાંઈ ફેરફાર થઈ શકે તેમ નથી. આ સિવાય આપશ્રીની બીજી કોઈ પણ પ્રકારની આજ્ઞા હોય તો ફરમાવો"

તે જ દિવસે બપોરના શાસ્ત્રજ્ઞ પૂ. મુનિશ્રી સમર્થમલજી મહારાજ સાહેબે શ્રી વિનોદકુમાર મુનિને પોતાની પાસે બોલાવ્યા અને સમજાવ્યા કે "તમે એક સારા ખાનદાન કુટુંબના વ્યક્તિ છો તમારી આ દીક્ષા અંગીકાર કરવાની રીત બરાબર નથી, કારણ કે તમારા માતા-પિતાને આ હકીકતથી દુઃખ થાય અને તેથી મારી સંમતિ છે કે રજોહરણની દાંડી ઉપરથી કપડું કાઢી નાખો, જેથી તમે શ્રાવક ગણાવ અને જરૂર પડે તો શ્રાવકોનો સાથ લઈ શકો, એમ ત્રણવાર પૂ મહારાજશ્રીએ સમજાવેલા પરંતુ તેમણે ત્રણેય વખત એક જ ઉત્તર આપેલો કે "જે થયું તે થયું હવે મારે આગળ શું કરવું તે ફરમાવો."

શ્રી વિનોદમુનિના શ્રી સમર્થમલજી જેવા મહામુનિના પ્રશ્નના જવાબ પછી બીકાનેરનો ચતુર્વિધ સંઘ વિચારમાં પડી ગયો અને મુનિશ્રીઓ ઉપર સંસારીઓનો કોઈ પણ પ્રકારનો આ નિષ્કારણ હુમલો ન આવે તે માટે શ્રી વિનોદમુનિને જણાવવામાં આવ્યું કે "અમારી સલામતી માટે તમારે જાહેર નિવેદન બહાર પાડવાની જરૂર છે" ત્યારે શ્રી વિનોદમુનિએ પોતાના હસ્તાક્ષરે નિવેદન શ્રીસંઘ સમક્ષ પ્રકટ કર્યું, તેનો સાર નીચે મુજબ છે—

મારા માતા-પિતા મોહને વશ થઈને દીક્ષાની આજ્ઞા આપે તેમ ન હતું અને "असंखयं जीवियं मा पमायए" ને આધારે એક ક્ષણ પણ દીક્ષાથી વંચિત રહી શકું તેમ નથી, એમ મને લાગ્યું શ્રી લાલચંદજી મહારાજ સાહેબ વગેરેએ મને મારી દીક્ષા માટે વિચારી પછી કરવાનું કહેલ પરંતુ મને સમય માત્રનો પ્રમાદ કરવો ઠીક ન લાગ્યો, તેથી શ્રી અરિહંત ભગવંતો તથા શ્રી સિદ્ધ ભગવંતોની સાક્ષીએ મારા ગુરુ મહારાજ સમક્ષ પ્રવ્રજ્યાનો પાઠ ભણીને મારા આત્માના કલ્યાણ માટે મે દીક્ષા અંગીકાર કરી છે સમાજને એવો ખ્યાલ ન આવે કે મારી દીક્ષા ક્ષણિક જુસ્સાથી અગર બેસમજથી થઈ છે તેથી તથા સમાજમાં જૈનશાસનની પ્રભાવના થાય તે હેતુથી મારે મારો વૃત્તાંત પ્રગટ કરવો ઉચિત છે

ઉત્તરાધ્યયનજી સૂત્રના ૧૯ માં અધ્યયનપરથી મને લાગ્યું કે મનુષ્ય જીવનનું ખરું ફળ મોક્ષફળ આપનારી દીક્ષા જ છે

છેવટ સુધી મેં મારા બાપુજી પાસે દીક્ષા માટે આજ્ઞા માગી અને તે વખતે પણ પહેલાંની જેમ વાત ઉડાવી દીધી અને અનંત ઉપકારી એવા મારા બાપુજી સમક્ષ હું તેમને કડક ભાષામાં પણ કહી શકતો ન હતો અને બીજી બાજુથી મને થયું કે આયુષ્ય અશાશ્વાત છે અને આવા ઉત્તમ કામ માટે મારે જરાપણ પ્રમાદ કરવો ઉચિત નથી. તેથી વિચારીને આ પગલું ભર્યું છે અને મને પૂર્ણ વિશ્વાસ છે કે, શ્રી વીરપ્રભુ મહાવીર સ્વામીનો સકળ સંઘ મારા આ કાર્યને અનુમોદશે જ "તથાસ્તુ"

રાજકોટમાં–શ્રી વિનોદકુમારના ગયા પછી પાછળથી ખબર પડી કે વિનોદકુમાર કેમ દેખાતા નથી, એટલે તપાસ થવા માંડી, ગામમાં કયાંય પત્તો ન લાગ્યો એટલે બહારગામ તારો કર્યા. કયાંયથી સંતોષકારક સમાચાર સાંપડયા નહીં, અર્થાત્ પત્તો મળ્યો જ નહીં. આમ વિમાસણના પરિણામે તેમના પિતાશ્રીને બે મહિના પહેલાંની એક વાત યાદ આવી. ને એ હતી કે તે વખતે શ્રી વિનોદકુમારે આજ્ઞા માગેલી કે "બાપુજી! આપની આજ્ઞા હોય તો આ ચાતુર્માસ ખીચન (રાજસ્થાન) જાઉં, કારણ કે ખીચનમાં પૂ. ગુરુ મહારાજ શ્રી સમર્થમલજી મહારાજ કે જેઓ સિદ્ધાંત વિશારદ છે અને એકાંતવાદના પૂરા જાણકાર છે, તેઓ ત્યાં બિરાજમાન છે. જેઓશ્રી પાસે શાસ્ત્રાભ્યાસ કરવા માટે પૂ લાલચંદજી મહારાજ આદિ ઠાણા ૪ જવાના છે. તો મારી ઇચ્છા પણ ત્યાં તેમની પાસે જવાની છે"

આ વાતચીતનું સ્મરણ તેમના પિતાશ્રીને આવવા સાથે તેઓએ પં. પૂર્ણચંદ્રજી દકને પોતાની પાસે બોલાવ્યા અને વિનોદકુમાર માટેની પોતાની ચિંતા વ્યકત કરી. પંડિતજીનું આ વાતને સમર્થન મળ્યું, તેઓશ્રીએ જણાવ્યું કે થોડા સમય પૂર્વે વિનોદકુમારે મારી પાસે જાણવા માગ્યું હતું કે, ખીચનમાં કેવા પ્રકારની સગવડ છે? આમ મારી સાથે પણ વાર્તાલાપ થયો હતો. બન્નેનો આ પ્રમાણે એકમત થતાં તેમના પિતાશ્રીએ ખીચન તાર કરવા સૂચના કરી. તા. ૨૬–૫–૫૭ ના રોજ પૃથ્વિરાજજી માલુ ખીચન (રાજસ્થાન) ઉપર તાર કર્યો.

તા. ૨૮–૫–૫૭ ના રોજ જવાબ આવ્યો કે શ્રી વિનોદભાઇએ ખીચનમાં સ્વયમેવ દીક્ષા ગ્રહણ કરી છે. એટલે તેમના પિતાશ્રીએ રાવબહાદુરશ્રી એમ. પી. સાહેબ, શ્રી કેશવલાલભાઈ પારેખ અને પંડિતજી પૂર્ણચંદ્રજી દક એમ ત્રણેયને શ્રી વિનોદકુમારને પાછા તેડી લાવવા માટે ખીચન મોકલ્યા. તા. ૨૮–૫–૫૭ ના રોજ રવાના થઇ તા. ૩૦–૫–૫૭ ના રોજ સવારે ફલોદી સ્ટેશને પહોંચ્યા. તેઓ બળદગાડીમાં ખીચન ગયા કે જ્યાં સ્થવિર મુનિશ્રી મહારાજ પૂજ્ય પંડિતરત્ન શાસ્ત્ર વિશારદ શ્રી સમર્થમલજી મહારાજ આદિ ઠાણા ૮ તથા પૂજ્ય તપસ્વી મહારાજ શ્રી લાલચંદજી મહારાજ આદિ ઠાણા

૪ બિરાજતા હતા કુલે સાધુ–સાધ્વીની સંખ્યા અઠ્ઠાવીસથી ત્રીસની હતી.

પૂછપરછના જવાબમાં શ્રી વિનોદમુનિએ કેશવલાલભાઈ પારેખને કહ્યું કે "મે તો દીક્ષા અંગીકાર કરી લીધી છે તેમાં કાંઈ ફેરફાર થાય તેમ નથી. તમો અમારા વીશાળી કુટુંબના હિતેષી છો, અને જો સાચા હિતેષી હો તો મારા પૂ. બા અને બાપુજીને મારી હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અઠવાડીઆની અંદર અપાવી દ્યો એટલું જ નહિ પણ 'સવિ જીવ કરૂં શાસન રસી"ની ભાવનામાં અને આજ દિવસ સુધીના મારી ઉપરના ઉપકારના બદલામાં આગમને અનુસરીને મારી એ ભાવના હોય જ અને છે કે, મારી દીક્ષા તેઓની દીક્ષાનુ નિમિત્ત બને અને મારા માતા–પિતા સહ્કુટુંબ સાથે અર્થાત્ મારી સાથે દીક્ષા લીએ.

આવા દૃઢ જવાબના પરિણામે તેજ સમયે શ્રી વિનોદકુમારને પાછા લઈ જવાની ભાવનાને નિષ્ફળતા સાંપડી અને તા ૩૧–૫–૫૭ ની રાત્રિના રવાના થઈ, તા ૨–૬–૫૭ ના સવારે મહા પરીષહરૂપ ક્ષેત્રનો અનુભવ કરી, શ્રી વિનોદકુમારના પિતાશ્રીને તમામ વાતથી વાકેફ કર્યા.

થોડા વખતમાં ફલોદીના શ્રી સંઘે પૂ. શ્રી લાલચંદજી મહારાજને ફલોદીમા ચોમાસુ કરવાની વિનતી કરી તેનો અસ્વીકાર થવાથી સંઘ ગમગીન બન્યો એટલે નિર્ણય ફેરવ્યો અને અષાઢ સુદ ૧૩ ના રોજ ખીચનથી વિહાર કરી ફલોદી આવ્યા.

દીક્ષા પછી અઢી મહિનાને અંતરે ફલોદી ચોમાસા દરમ્યાન શ્રી વિનોદમુનિને હાજતે જવાની મરજી થઈ અને તે માટે જવા તૈયાર થતા એટલે તેમના ગુરુએ કહ્યું કે બહુ ગરમી છે, જરાવાર થોભી જાવ એટલે શ્રી વિનોદ મુનિએ રજોહરણ વગેરેની પ્રતિલેખના કરી તે દરમ્યાન ન રોકી શકાય એવી હાજત લાગી તેથી ફરી આજ્ઞા માગતાં જણાવ્યુ કે મને હાજત બહુ લાગી છે તેથી જાઉં છુ જલદી પાછો ફરીશ. કાળની ગહન ગતિને દુઃખદ રચના રચવી હતી આજે જ એકલા જવાનો બનાવ હતો, હમેશાં તો બધા સાધુઓ સાથે મળીને દિશાએ જતા

હાજતથી મોકળા થઈ પાછા ફરતા હતા, ત્યાં રેલ્વે લાઇન ઉપર બે બાયો આવી રહી હતી. બીજી બાજુથી ટ્રેઇન પણ આવી રહી હતી, તેની વ્હિસલ વાગવા છતાં પણ બાયો ખસતી ન હતી શ્રી વિનોદમુનિનુ હૃદય થરથરી ઉઠ્યુ અને મહા અનુકંપાએ મુનિના હૃદયમાં સ્થાન લીધુ હાથમાં રજોહરણ લઈ જાનના જોખમની પરવા કર્યા વગર બાયોને બચાવવા ગયા.

ગાયોને તો બચાવી જ લીધી પરંતુ આ ક્રિયામાં છકાય જીવની દયાના સાધન ભૂત રજોહરણ કે જે વિનોદમુનિને આત્માથી વધારે પ્યારો હતો, તે રેલ્વે લાઈન ઉપર પડી ગયો અને શ્રી વિનોદમુનિએ તે પાછો સંપાદન કરવામાં જડવાદને સિદ્ધ કરતાં રાક્ષસી એન્જિનને ઝપાટે આવ્યા અને પોતાનું બલિદાન આપ્યુ. અરિહંત... અરિહંત .. એવા શબ્દો મુખમાંથી નીકળ્યા અને શરીર તૂટી પડયુ. રક્તપ્રવાહ છૂટી પડયો અને થોડા જ વખતમાં પ્રાણાંત થઇ ગયો બધા લોકો કહેવા લાગ્યા કે ગૌરક્ષામાં મુનિશ્રીએ પ્રાણ આપ્યાં, અંતિમ સમયે મુનિશ્રીના ચહેરાપર ભવ્ય શાન્તિ જ દેખાતી હતી.

હમેશા તેઓ જે તરફ હાજતે જતા હતા તે તરફ ફલોદીથી પોકરણ તરફ જવાની રેલ્વે લાઇન હતી આ લાઇન ઉપર રેલ્વે સત્તાવાળાઓએ ફાટક મૂકેલ નથી અને ત્યાં રસ્તો પણ છે, એટલે પશુઓની અવરજવર હોય જ છે અને વખતો વખત ત્યાં ઢોરો રેલ્વેની હડફેટે ચડી જવાના પ્રસંગ બને છે.

ફલોદી સંઘે આ દુર્ઘટનાના ખબર રાજકોટ, ટેલીફોનથી આપ્યા. જે વખતે ટેલીફોન આવ્યો તે વખતે વિનોદમુનિના પિતાશ્રી બહાર ગયા હતા અને માતુશ્રી મણિબેન સામાયિક પ્રતિક્રમણમાં બેઠાં હતાં, માત્ર એક નોકર જ ઘરમાં હતો કે જેણે ટેલિફોન ઉઠાવ્યો પણ તે કાંઇ ટેલીફોનમાં હકીકત સમજી શકયો નહીં અને સાચા સમાચાર મોડા મળ્યા સ્પેશ્યલ પ્લેનથી ફલોદી પહોંચે તે પહેલાં અગ્નિસંસ્કાર થઈ ગયો. સૂચનાનો ટેલીફોન અડધી કલાક મોડા પહોંચ્યો. જો સદેશો સમયસર પહોંચ્યો હોત તો માતા-પિતાને શ્રી વિનોદમુનિના શબરૂપે પણ ચહેરો જોવાનો અને અંતિમ દર્શનનો પ્રસંગ મળત. પરંતુ અંતરાય કર્મે તેમ બન્યું નહીં.

આથી પ્લેઈનનો પોગ્રામ પડતો મૂકવામાં આવ્યો અને માતા-પિતા તા ૧૪-૮-૫૭ ના રોજ ટ્રેઈન મારફત ફલોદી પહોચ્યા, શ્રી દુર્લભજીભાઇ અને મણિબેને પૂજ્ય તપસ્વીશ્રી લાલચંદજી મહારાજ સાહેબના દર્શન કર્યાં.

આ પ્રસગે શ્રી લાલચંદજી મહારાજ સાહેબે અવસરને પિછાણીને અને ધૈર્યનું એકાએક ઐકય કરીને, શ્રી વિનોદમુનિના માતા-પિતાના સાત્વન અર્થે ઉપદેશ શરૂ કર્યો જેનો ટૂંકામાં સાર આ પ્રમાણે છે.

"હવે તો એ રત્ન ચાલ્યું ગયુ ! સમાજનો આશાદીપક ઓલવાઈ ગયો ! ઝટ ઊગીને આથમી ગયો ! હવે એ દીપ ફરીથી આવી શકે તેમ નથી"

॥ श्रीवीतरागाय नमः ॥

श्रीजैनाचार्य–जैनधर्मदिवाकर–पूज्यश्री–घासीलालव्रतिविरचितया प्रमेय-चन्द्रिकाख्यया व्याख्यया समलङ्कृतं व्याख्याप्रज्ञप्त्यापरनामकम्

# श्री-भगवतीसूत्रम्।

(सप्तमो भागः)

## अथ अष्टमोद्देशकः प्रारभ्यते।

अष्टमशतकस्य अष्टमोद्देशकस्य संक्षिप्तविषयविवरणम्—

गुरुप्रत्यनीकाः, गतिप्रत्यनीकाः, समूहप्रत्यनीकाः, अनुकम्पाप्रत्यनीकाः, श्रुतप्रत्य-नीकाः, भावप्रत्यनीकाः व्यवहारः, व्यवहारस्य फलम्, ऐर्यापथिकः सांपरायिकश्च बन्धः, ऐर्यापथिकबन्धस्य स्वामी, ऐर्यापथिकं कर्म वेदरहितो जीवो बध्नाति, स्त्रीपुं-नपुंसकपश्चात्कृतो जीव ऐर्यापथिकं कर्म बध्नाति, ऐर्यापथिककर्मसम्बन्धे विकल्पाः,

---

### आठवें शतक के आठवां उद्देशक

आठवें शतक के इस अष्टम उद्देशे में जो विषय वर्णित हुआ है –उसका विवरण संक्षेप से इस प्रकार है–गुरुप्रत्यनीक, गतिप्रत्यनीक, समूहप्रत्यनीक, अनुकंपाप्रत्यनीक, श्रुतप्रत्यनीक, भावप्रत्यनीक, इनका कथन। व्यवहार और व्यवहारफल, ऐर्यापथिकबन्ध, सांपरायिकबंध, तथा ऐर्यापथिकबन्धके स्वामी इनका कथन। ऐर्यापथिककर्म यदि वेदरहित जीव बांधता है तो स्त्रीनपुंसक पश्चातकृतादि जीव बांधता है क्या? ऐसा

---

### આઠમાં શતકનો આઠમો ઉદ્દેશક

આઠમાં શતકના આઠમાં ઉદ્દેશકમાં જે વિષયનું પ્રતિપાદન કરવામાં આવ્યુ છે, તેનું સંક્ષિપ્ત વિવરણ નીચે પ્રમાણે છે–ગુરુ પ્રત્યનીક, ગતિ પ્રત્ય-નીક, સમૂહ પ્રત્યનીક, અનુકંપા પ્રત્યનીક, શ્રુત પ્રત્યનીક, ભાવ પ્રત્યનીક, આ છ પ્રકારના પ્રત્યનીકો (વિરોધીઓનું) કથન. વ્યવહાર અને વ્યવહાર ફળનું કથન. ઐર્યાપથિક બંધ, સાંપરાયિક બંધ અને ઐર્યાપથિક બંધના સ્વામીનું કથન. ઐર્યાપથિક કર્મ જો વેદરહિત જીવ બાંધતો હોય, તો શું સ્રીનપુંસક પશ્ચાત-કૃતાદિ જીવ બાંધે છે? એવો પ્રશ્ન અને તેનો ઉત્તર. ઐર્યાપથિક કર્મના

ऐर्यापथिककर्मसम्बन्धे सादिसपर्यवसितादिभङ्गाः, 'ऐर्यापथिक कर्म किं देशात् देशं बध्नाति ' इत्यादि प्रश्नोत्तरम्, सर्वेण सर्वं बध्नाति, साम्परायिककर्मबन्धस्य स्वामी, स्त्रीप्रभृति बध्नाति, स्त्रीपश्चात्कृतादिः बध्नाति, सांपरायिक कर्म अबध्नात्, बध्नाति, भंत्स्यति, इत्यादिसम्बन्धे विकल्पाः, सादिसपर्यवसितादिविकल्पाः, सांपरायिककर्म, देशात् देशं बध्नाति ? कर्मप्रकृतयः, परिषहाः, परिषहाणां कर्मप्रकृतिः समवतार वेदनीयकर्मसु समवतार, दर्शनमोहनीयकर्मसु समवतार, चारित्रमोहनीयकर्मसु समवतारः, अन्तरायकर्मणि समवतार, सप्तविधकर्मबन्धकानां परिषहा, अष्टविधकर्मबन्धकानां परिषहाः, षड्विधकर्मबन्धकानां परिषहा, एक

प्रश्न और उत्तर, ऐर्यापथिक कर्मके संबंध में विकल्प। ऐर्यापथिक कर्म के संबंध में सादि, सपर्यवसित आदि भङ्ग। ऐर्यापथिककर्म के एकदेश को एकदेश से जीव बांधता है ? इत्यादि प्रश्न। सर्व से सर्व को बांधता है ऐसा उत्तर। सांपरायिक कर्मबंध के स्वामी। स्त्री आदि भी इसे बांधते हैं ऐसा कथन। स्त्री पश्चात्कृतादि जीव सांपरायिक कर्म को बांधता है ऐसा कथन। सांपरायिक कर्म जीवने बांधा है, बांधता है, बांधेगा-इत्यादि सम्बन्धमें अनेक विकल्प। सांपरायिक कर्मबंधमें सादि सपर्यवसित आदि विकल्प। साम्परायिक कर्म के देश को देश से जीव बांधता है ? ऐसा प्रश्न और उत्तर। कर्मप्रकृतियों का परीषहों का कर्म प्रकृतियों में समवतार का कथन। इनका ज्ञानावरणीय, वेदनीय, मोहनीय और अन्तराय में समवतार होता है ऐसा कथन। सप्तविधकर्म बन्धक जीवों के परीषहों का कथन। अष्टविध कर्मबन्धक जीवों के परी-

વિષયમાં વિકલ્પનું કથન. ઐર્યાપથિક કર્મ વિષેના સાદિ, સપર્યવસિત આદિ ભંગ પ્રશ્ન—' શું જીવ ઐર્યાપથિક કર્મના એક દેશથી એક દેશને બાંધે છે ?' ઉત્તર—સર્વથી સર્વને બાંધે છે " સાંપરાયિક કર્મબંધના સ્વામીનું કથન, સ્ત્રી આદિ પણ તે બાંધે છે એવું કથન. સ્ત્રીપશ્ચાત્ કૃતાદિ જીવ સાંપરાયિક કર્મ બાંધે છે એવું કથન સાંપરાયિકકર્મ જીવે બાંધ્યું છે બાંધે છે અને બાંધશે ઈત્યાદિને અનુલક્ષીને અનેક વિકલ્પ સાંપરાયિક કર્મબંધમાં સાદિ સપર્યવસિત આદિ વિકલ્પ. ' શું સાંપરાયિક કર્મના દેશને દેશથી જીવ બાંધે છે ? ', એવો પ્રશ્ન અને તેનો ઉત્તર. કર્મ પ્રકૃતિઓનું પરીષહોનાં કર્મપ્રકૃતિઓમાં સમવતારનું-(સમાવેશનું) કથન તેમનો જ્ઞાનાવરણીય, વેદનીય, મોહનીય અને અન્તરાયમાં સમવતાર થાય છે એવું કથન અષ્ટવિધ કર્મબંધક જીવોના

विधबन्धकवीतरागछद्मस्थस्य परिषहाः, एकविधबन्धकसयोगिकेवलिनः परिषहाः, कर्मबन्धरहिताऽयोगिकेवलिनः परिषहाः, जम्बूद्वीपे दूरस्थोऽपि सूर्यः कथं समीपवर्ती प्रतीयते, सूर्यः सर्वत्रैव उच्चत्वे समान एव, तेजसः प्रतिघातात् दूरवर्ती भूत्वाऽपि समीपवर्ती प्रतीयते, तेजसः अभितापात् समीपस्थोऽपि दूरतरवर्ती प्रतीयते, अतीतक्षेत्रं प्रति गच्छति ?, इत्यादिप्रश्नः, अतीतं प्रकाशयति, इत्यादिप्रश्नः, वर्तमानं क्षेत्रं प्रकाशयति, स्पृष्टक्षेत्रं प्रकाशयति, अतीतं क्षेत्रमुद्द्योतयति, इत्यादिप्रश्नोत्तरम्, सूर्यपरिस्पन्दनं वर्तमानक्षेत्रे भवति, सूर्यः स्पृष्टां क्रियां करोति, क्रिय-

---

षहों का कथन। षड्विध कर्मबन्धक जीवों के परीषहों का कथन। एकविध कर्मबन्धक वीतराग छद्मस्थ जीव के परीषहों का कथन। एकविध बंधक सयोगी केवली के परीषहों का कथन। कर्मबन्ध रहित अयोगी केवली के परीषहों का कथन–जम्बूद्वीप में दूरस्थ भी सूर्य समीप में रहा-हुआ क्यों प्रतीत होता है ऐसा प्रश्न। सूर्य सर्वत्र ही ऊँचाई में समान ही है ऐसा कथन। तेज के प्रतिघात से दूरवर्ती होकर भी सूर्य समीपवर्ती प्रतीत होता है–तेज के अभिताप से समीपस्थ भी सूर्य दूर तरवर्ती प्रतीत होता है ऐसा कथन। सूर्य अतीतक्षेत्र के प्रति जाता है ? ऐसा प्रश्न–अतीतक्षेत्र को प्रकाशित करता है ? ऐसा प्रश्न–वर्तमान क्षेत्र को प्रकाशित करता है ऐसा कथन–स्पृष्ट क्षेत्र को प्रकाशित करता है ऐसा समाधान, अतीत क्षेत्र को उद्योतित करता है ऐसा उत्तर–सूर्य की परिस्पन्दरूप क्रिया वर्तमानक्षेत्र में होती है ऐसा कथन–सूर्य

---

પરીષહોનું કથન. એ જ પ્રમાણે સપ્તવિધ અને ષડ્વિધ કર્મબંધક જીવોના પરીષહોનું કથન એકવિધ કર્મબંધક વીતરાગ છદ્મસ્થ જીવના પરીષહોનું કથન એકવિધ કર્મબંધક સયોગી કેવલીના પરીષહોનું કથન કર્મબંધ રહિત અયોગી કેવલીના પરીષહોનું કથન "જંબૂદ્વીપમાં દૂર રહેલો સૂર્ય શા કારણે સમીપમાં રહેલો દેખાય છે," એવો પ્રશ્ન. ઉત્તર—"સૂર્ય સર્વત્ર સમાન ઊંચાઇએ જ છે તેજના પ્રતિઘાતથી દૂર રહેલો સૂર્ય પણ સમીપમાં હોય એવું લાગે છે. તેજના અભિતાપથી સમીપમાં રહેલો સૂર્ય પણ દૂર દેખાય છે એવું કથન."

"સૂર્ય અતીત ક્ષેત્રની તરફ જાય છે ખરો ?" એવો પ્રશ્ન. "અતીત ક્ષેત્રને સૂર્ય પ્રકાશિત કરે છે ખરો ?" એવો પ્રશ્ન વર્તમાન ક્ષેત્રને પ્રકાશિત કરે છે એવું કથન, સ્પૃષ્ટ ક્ષેત્રને પ્રકાશિત કરે છે એવું સમાધાન અતીત ક્ષેત્રને ઉદ્યોતિત કરે છે એવો ઉત્તર–સૂર્યની પરિસ્પન્દરૂપ ક્રિયા વર્તમાન ક્ષેત્રમાં થાય છે એવું કથન. સૂર્ય સ્પૃષ્ટ ક્રિયા કરે છે એવું કથન. "સૂર્ય

स्तेजमूर्ध्व तापयति ? मनुष्योत्तरपर्वतान्तर्वर्तिचन्द्रादिदेव किमूर्ध्वलोकोत्पन्नः ? मनुष्योत्तरपर्वतस्य बहिश्चन्द्रादिदेवः किमूर्ध्वलोकोत्पन्नोऽस्ति ? इन्द्रस्थान कियत्कालपर्यन्तम् उपपातविरहितं भवेत् ? इति।

गुर्वादिप्रत्यनीकवक्तव्यता।

सप्तमोद्देशके स्थविरान् प्रति अन्यतीर्थिकाणां प्रत्यनीकतया प्ररूपितत्वेन प्रत्यनीकप्रस्तावात् अष्टमोद्देशके गुर्वादिप्रत्यनीकान् प्ररूपयितुमाह-'रायगिहे' इत्यादि।

मूलम्-रायगिहे नयरे जाव एवं वयासी-गुरूणं भंते! पडुच्च कइ पडिणीया पण्णत्ता? गोयमा! तओ पडिणीया पण्णत्ता, तं जहा-आयरियपडिणीए, उवज्झायपडिणीए, थेरपडिणीए। गइं णं भंते! पडुच्च कइ पडिणीया पण्णत्ता? गोयमा! तओ पडिणीया पण्णत्ता, तं जहा इह लोगपडिणीए, परलोगपडिणीए, दुहओलोगपडिणीए। समूहं णं भंते! पडुच्च कइ पडिणीया पण्णत्ता? गोयमा! तओ पडिणीया पण्णत्ता, तं जहा-कुलपडिणीए, गणपडिणीए, संघपडिणीए। अणुकंपं पडुच्च पुच्छा? गोयमा! तओ पडिणीया पण्णत्ता तं जहा-तवस्सिपडिणीए, गिलाणपडिणीए, सेहपडिणीए। सुयं णं भंते! पडुच्च पुच्छा? गोयमा! तओ पडिणीया

---

स्पष्ट क्रिया करता है ऐसा कथन। सूर्य कितने ऊँचे तपता है ऐसा प्रश्न? मानुषोत्तरपर्वत के भीतर जो चन्द्रादिदेव हैं वे क्या ऊर्ध्वलोक में उत्पन्न हुए हैं? इन्द्रस्थान कितने कालतक उपपातसे रहित कहा गया है? ऐसे प्रश्न और इनके उत्तर।

---

કેટલો ઊંચો તપે છે?" એવો પ્રશ્ન માનુષોત્તર પર્વતની અંદર જે ચન્દ્રાદિ દેવો છે, તે શું ઊર્ધ્વલોકમાં ઉત્પન્ન થયેલા છે? ઇન્દ્રસ્થાન કેટલા કાળ સુધી ઉપપાતથી રહિત કહ્યું છે? આ પ્રશ્નો અને તેમના ઉત્તરો આ ઉદ્દેશકમાં આપવામાં આવ્યા છે

पण्णत्ता, तं जहा--सुत्तपडिणीए, अत्थपडिणीए, तदुभय-पडिणीए, भावं णं भंते ! पडुच्च पुच्छा ? गोयमा ! तओ पडिणीया पण्णत्ता, तं जहा--नाणपडिणीए, दंसणपडिणीए, चरित्तपडिणीए ॥ सू० १ ॥

छाया—राजगृहे नगरे यावत् एवम् अवादीत्—गुरून् खलु भदन्त ! प्रतीत्य कति प्रत्यनीकाः प्रज्ञप्ताः ? गौतम ! त्रयः प्रत्यनीकाः प्रज्ञप्ताः, तद्यथा–

---

गुर्वादिक प्रत्यनीक- द्वेषी वक्तव्यता

'रायगिहे नयरे जाव एवं वयासी' इत्यादि ।

सूत्रार्थ—(रायगिहे नयरे जाव एवं वयासी) राजगृह नगर में गौतम ने यावत् इस प्रकार से कहा-पूछा-(गुरूणं भंते ! पडुच्च कइ पडिणीया पण्णत्ता) हे भदन्त ! गुरुजनों को आश्रित करके कितने प्रत्यनीक कहे गये हैं ? (गोयमा) हे गौतम ! (तओ पडिणीया पण्णत्ता) तीन प्रत्यनीक कहे गये है (त जहा) जो इस प्रकार से हैं (आयरियपडिणीए, उवज्झायपडिणीए, थेरपडिणीए) आचार्यप्रत्यनीक उपाध्यायप्रत्यनीक और स्थविरप्रत्यनीक। (गइणं भंते ! पडुच्च कइ पडिणीया पण्णत्ता) हे भदन्त ! गतिकी अपेक्षा करके कितने प्रत्यनीक कहे गये हैं ? (गोयमा) हे गौतम ! (तओ पडिणीया पण्णत्ता) तीन प्रत्यनीक कहे

---

ગુર્વાદિક પ્રત્યનીક (દ્વેષી) ની વક્તવ્યતા—

"रायगिहे नयरे जाव एवं वयासी" ઇત્યાદિ—

સૂત્રાર્થ—(रायगिहे नयरे जाव एवं वयासी) રાજગૃહ નગરમાં મહાવીર પ્રભુ પધાર્યા. (યાવત્) ગૌતમ સ્વામીએ તેમને આ પ્રમાણે પૂછ્યું-(गुरूणं भंते ! पडुच्च कइ पडिणीया पण्णत्ता ?) હે ભદન્ત ! ગુરુજનોની અપેક્ષાએ કેટલા પ્રત્યનીક (દ્વેષી વિરોધી) કહ્યા છે ?

(गोयमा !) હે ગૌતમ ! (तओ पडिणीया पण्णत्ता) ગુરુજનોની અપેક્ષાએ ત્રણ પ્રત્યનીક કહ્યાં છે. (तजहा) તે ત્રણ પ્રત્યનીક આ પ્રમાણે છે—(अयरिय पडिणीए, उवज्झाय पडिणीए, थेरपडिणीए) (૧) આચાર્ય પ્રત્યનીક, (૨) ઉપાધ્યાય પ્રત્યનીક અને (૩) સ્થવિર પ્રત્યનીક.

(गइ ण भंते ! पडुच्च कइ पडिणीया पण्णत्ता ?) હે ભદન્ત ! ગતિની અપેક્ષાએ કેટલા પ્રત્યનીક કહ્યા છે ?

"गोयमा !" હે ગૌતમ ! (तओ पडिणीया पण्णत्ता) ગતિની અપેક્ષાએ

आचार्यप्रत्यनीकः, उपाध्यायप्रत्यनीकः, स्थविरप्रत्यनीकः, गतिं खलु भदन्त ! प्रतीत्य कति प्रत्यनीकाः प्रज्ञप्ताः ? गौतम ! त्रयः प्रत्यनीकाः प्रज्ञप्ताः, तद्यथा-इह लोकप्रत्यनीकः, परलोकप्रत्यनीकः, द्विधा लोकप्रत्यनीकः, समूहं खलु भदन्त ! प्रतीत्य कति प्रत्यनीकाः, प्रज्ञप्ताः ? गौतम !, त्रय प्रत्यनीकाः प्रज्ञप्ताः, तद्यथा-कुलप्रत्यनीकः, गणप्रत्यनीकः, संघप्रत्यनीकः, अनुकम्पां प्रतीत्य पृच्छा ? गौतम ! त्रयः प्रत्यनीकाः प्रज्ञप्ता, तद्यथा-तपस्विप्रत्यनीकः, ग्लानप्रत्यनीकः, शैक्षप्रत्य

गये है। (तं जहा) जो इस प्रकार से है-(इहलोगपडिणीए, परलोग पडिणीए, दुहओलोगपडिणीए) इह लोकप्रत्यनीक, परलोकप्रत्यनीक और उभयलोकप्रत्यनीक। (समूहण्णं भंते! पडुच्च कइ पडिणीया पण्णत्ता) हे भदन्त! समूह को लेकर कितने प्रत्यनीक कहे गये है ? (गोयमा) हे गौतम! (तओ पडिणीया पण्णत्ता) समूह को लेकर तीन प्रत्यनीक कहे गये है। 'तं जहा' जो इस प्रकार से है-'कुलपडिणीए, गणपडिणीए, संघपडिणीए' कुलप्रत्यनीक, गणप्रत्यनीक और संघप्र त्यनीक 'अणुकंप पडुच्च पुच्छा' हे भदन्त! अनुकम्पा को लेकर कितने प्रत्यनीक कहे गये है ? 'गोयमा' हे गौतम! 'तओ पडिणीया पण्ण त्ता' अनुकम्पा को लेकर तीन प्रत्यनीक कहे गये है 'तं जहा' जो इस प्रकार से है 'तवस्सिपडिणीए, गिलाणपडिणीए, सेहपडिणीए' तपस्वीप्रत्यनीक, ग्लानप्रत्यनीक और शैक्षप्रत्यनीक। 'सुयण्णं भंते !

ત્રણ પ્રત્યનીક કહ્યા છે-(तं जहा) તે ત્રણ પ્રત્યનીક નીચે પ્રમાણે છે-(इहलोग पडिणीए, परलोगपडिणीए, दुहओलोगपडिणीए) (૧) ઇહલોક પ્રત્યનીક (૨) પરલોક પ્રત્યનીક અને (૩) ઉભયલોક પ્રત્યનીક.

(समूहण्णं भंते ! पडुच्च कइ पडिणीया पण्णत्ता) હે ભદન્ત ! સમૂહની અપેક્ષાએ કેટલા પ્રત્યનીક કહ્યા છે ?

(गोयमा !) હે ગૌતમ ! (तओ पडिणीया पण्णत्ता-तं जहा) સમૂહની અપેક્ષાએ નીચે પ્રમાણે ત્રણ પ્રત્યનીક કહ્યા છે-(कुलपडिणीए, गणपडिणीए, संघपडिणीए) (૧) કુળ પ્રત્યનીક, (૨) ગણ પ્રત્યનીક અને સંઘ પ્રત્યનીક

'अणुकंप पडुच्च पुच्छा ?" હે ભદન્ત ! અનુકંપાની અપેક્ષાએ કેટલા પ્રત્યનીક કહ્યા છે ?

"गोयमा !" હે ગૌતમ ! "तओ पडिणीया पण्णत्ता-तं जहा" અનુ કંપાની અપેક્ષાએ નીચે પ્રમાણે ત્રણ પ્રત્યનીક કહ્યા છે-' तवस्सिपडिणीए गिलाणपडिणीए, सेह पडिणीए " તપસ્વી પ્રત્યનીક (૨) ગ્લાન પ્રત્યનીક અને (૩) શૈક્ષ પ્રત્યનીક (सुयण्णं भंते पुच्छा) હે ભદન્ત ! શ્રુતની અપેક્ષાએ કેટલા

नीकः । श्रुतं खलु भदन्त ! प्रतीत्य पृच्छा ? गौतम ! त्रयः प्रत्यनीकाः प्रज्ञप्ताः, तद्यथा-सूत्रप्रत्यनीकः, अर्थप्रत्यनीकः, तदुभयप्रत्यनीकः। भावं खलु भदन्त ! प्रतीत्य पृच्छा ? गौतम ! त्रयः प्रत्यनीकाः प्रज्ञप्ताः, तद्यथा-ज्ञानप्रत्यनीकः, दर्शनप्रत्यनीक, चारित्रप्रत्यनीकः ।

टीका-'रायगिहे नयरे जाव एवं वयासी' राजगृहे नगरे यावत् स्वामी समवसृतः, स्वामिनं वन्दितुं पर्षत् निर्गच्छति, वन्दित्वा धर्मोपदेशं श्रुत्वा प्रतिगता पर्षत् , ततः

---

पुच्छा' हे भदन्त! श्रुत की अपेक्षा करके कितने प्रत्यनीक कहे गये हैं ? 'गोयमा तओ पडिणीया पण्णत्ता' हे गौतम ! शास्त्र की अपेक्षा करके प्रत्यनीक तीन प्रकार के कहे गये हैं। 'तं जहा' जो इस प्रकार से हैं। 'सुत्तपडिणीए, अत्थपडिणीए, तदुभयपडिणीए' श्रुतप्रत्यनीक अर्थप्रत्यनीक और तदुभयप्रत्यनीक 'भावं णं भंते ! पडुच्च पुच्छा' हे भदन्त ! भाव को लेकर प्रत्यनीक कितने प्रकार के कहे गये हैं ? 'गोयमा' हे गौतम ! 'तओ पडिणीया पण्णत्ता' भाव को लेकर प्रत्यनीक तीन प्रकार के कहे गये हैं। 'तं जहा' जो इस प्रकार से हैं-'नाणपडिणीए, दंसणपडिणीए, चरित्तपडिणीए' ज्ञानप्रत्यनीक, दर्शनप्रत्यनीक और चारित्रप्रत्यनीक।

टीकार्थ--सप्तम उद्देशक में स्थविरों के प्रति अन्ययूथिकों को प्रत्यनीक रूप से कहा गया है। इसलिये प्रत्यनीक के प्रकरण से आठवें उद्देशक में गुर्वादिकों के जो प्रत्यनीक-द्वेषी हैं उनकी प्ररूपणा सूत्रकार करते हैं (रायगिहे नयरे जाव एवं वयासी) राजगृह नगर में यावत्

---

પ્રત્યનીક કહ્યા છે ? "गोयमा!" હે ગૌતમ ! (तओपडिणीया पण्णत्ता-तं जहा--શ્રુતની અપેક્ષાએ નીચે પ્રમાણે ત્રણ પ્રકારના પ્રત્યનીક કહ્યા છે. "सुत्तपडिणीए, अत्थपडिणीए, तदुभयपडिणीए" શ્રુત પ્રત્યનીક અર્થ પ્રત્યનીક અને તદુભય પ્રત્યનીક. (भाव णं भंते! पडुच्च पुच्छा) હે ભદન્ત ! ભાવની અપેક્ષાએ પ્રત્યનીક કેટલા પ્રકારના કહ્યા છે ? "गोयमा!" હે ગૌતમ ! "तओपडिणीया पण्णत्ता-तं जहा" ભાવની અપેક્ષાએ પ્રત્યનીક ત્રણ પ્રકારના કહ્યા છે. જેવાં કે-(नाणपडिणीए, दंसणपडिणीए, चरित्तपडिणीए) (૧) જ્ઞાનપ્રત્યનીક, (૨) દર્શન પ્રત્યનીક અને (૩) ચારિત્ર પ્રત્યનીક

ટીકાર્થ--સાતમાં ઉદ્દેશકમા પરતીર્થિકોને સ્થવિરોના પ્રત્યનીક (દ્વેષી) રૂપે પ્રકટ કરવામાં આવ્યા છે. હવે આ આઠમા ઉદ્દેશકમાં સૂત્રકારે ગુરુ આદિના પ્રત્યનીક (દ્વેષી, વિરોધી) ની પ્રરૂપણા કરી છે "रायगिहे नयरे जाव एव वयासी"

शुश्रूषमाणो नमस्यन् विनयेन प्राञ्जलिपुटो गौतम एवं वक्ष्यमाणप्रकारेण अवादीत्- ' गुरु णं भंते ! पडुच्च कइ पडिणीया पण्णत्ता ? ' हे भदन्त ! गुरून् धर्मतत्त्वोपदेशकान् खलु प्रतीत्य आश्रित्य कति कियन्तः प्रत्यनीकाः विरुद्धाचरणशीलाः प्रज्ञप्ता ? प्रत्यनीकमिव प्रतिसैन्यमिव प्रतिकूलतया ये वर्तन्ते तेऽपि प्रत्यनीका उच्यन्ते, भगवानाह-' गोयमा ' तओ पडिणीया पण्णत्ता ' हे गौतम ! त्रयः प्रत्यनीकाः गुरूणां विरोधिनः प्रज्ञप्ताः, तानेवाह-' तं जहा-आयरियपडिणीए,

---

महावीरस्वामी पधारे, महावीरस्वामी को वन्दना करने के लिये परिषद् आई वन्दना करके और धर्मोपदेश सुनकर के वह वापिस आ गयी। प्रभु से धर्मोपदेश सुनने की इच्छावाले गौतम ने प्रभु को दोनों हाथ जोड़कर नमस्कार किया और फिर उनसे इस प्रकार से पूछा-( गुरु णं भंते ! पडुच्च कइ पडिणीया पन्नत्ता ) हे भदन्त ! गुरु की अपेक्षा से कितनेक प्रत्यनीक कहे गये हैं-धर्मोपदेशकका नाम गुरु है। विरुद्धाचरणशील का नाम प्रत्यनीक है। प्रत्यनीक शब्द का अर्थ प्रतिसैन्य होता है। जैसे प्रत्यनीक सैन्य प्रतिकूल आचरण करने वाला होता है-उसी प्रकार जो अपने गुरुजनों के प्रति प्रतिकूल आचरणशील होते हैं वे प्रत्यनीक कहे जाते हैं। यहाँ प्रत्यनीकों के प्रकार जानने के लिये गौतम का यह प्रश्न है-उत्तर में प्रभु कहते हैं-( गोयमा ) हे गौतम ! ( तओ पडिणीया पन्नत्ता ) गुरु की अपेक्षा लेकर प्रत्यनीक तीन प्रकार के कहे

---

राजगृह नगरमां महावीर प्रभु पधार्या तेमने वंदणा नमस्कार करवाने माटे परिषद नीकळी. वंदणा नमस्कार करीने तथा धर्मोपदेश श्रवण करीने परिषद विसर्जित थई त्यारबाद धर्मोपदेश सांभळवानी इच्छावाळा गौतम स्वामीए महावीर प्रभुने वंदणा नमस्कार करीने, बे हाथ जोडीने विनयपूर्वक आ प्रमाणे पूछ्युं—"गुरुण्ण भंते ! पडुच्च कइ पडिणीया पण्णत्ता ?' हे भदन्त ! गुरुनी अपेक्षाए केटला प्रकारना प्रत्यनीक कह्या छे ?

धर्मोपदेशकने गुरु कहे छे विरुद्धाचरणशीलने प्रत्यनीक कहे छे "प्रत्यनीक" शब्दनो अर्थ प्रतिसैन्य ( हरीफ सेना ) थाय छे जेवी रीते प्रत्यनीक सैन्य ( प्रति सैन्य ) प्रतिकूळ आचरण करनारुं होय छे ए ज प्रमाणे गुरुजनो प्रत्ये प्रतिकूळ आचरण करनारा लोकोने पण गुरुप्रत्यनीक कहे छे एवा गुरुप्रत्यनीकोना प्रकार जाणवा माटे गौतमस्वामीए उपर्युक्त प्रश्न पूछ्यो छे

तेनो उत्तर आपता महावीर प्रभु कहे छे— गोयमा !" हे गौतम ! "तओ पडिणीया पण्णत्ता ' गुरुजनोनी अपेक्षाए प्रत्यनीक त्रण प्रकारना

उवज्झायपडिणीए, थेरपडिणीए ' तद्यथा–आचार्यप्रत्यनीकः, उपाध्यायप्रत्यनीकः, स्थविरप्रत्यनीकश्च, तत्र आचार्यः–अर्थव्याख्यानकर्ता, । उपाध्यायः–सूत्रदायकः, स्थविरस्तु त्रिविधः–जाति–श्रुत–पर्यायभेदात्, तत्र जात्या स्थविरः षष्टिवर्षजातवयस्कः, श्रुतेनस्थविरः स्थानाङ्गसमवायधरः, पर्यायेण स्थविरो विंशतिवर्षपर्यायः, एतेषां प्रत्यनीकता चेत्थम्—

' जच्चाईहिं अवन्नं, भासइ वट्टइ न यावि उववाए ।
अहिओ छिद्दप्पेही, पगासवाई अणणुलोमो ॥ १ ॥

---

गये हैं। अर्थात् गुरुजनों के विरोधी जन ये तीन प्रकार के होते हैं– (तं जहा) जैसे–(आयरियपडिणीए, उवज्झायपडिणीए, थेरपडिणीए) आचार्यप्रत्यनीक, उपाध्यायप्रत्यनीक, स्थविरप्रत्यनीक। अर्थ का जो व्याख्यान करते हैं उनका नाम आचार्य है। सूत्रदाता का नाम उपाध्याय है। जाति, श्रुत और पर्यायके भेदसे स्थविर तीन प्रकारका होता है। वय–अवस्थासे जो बड़ा होता है वह जाति स्थविर है। साठ वर्षकी अवस्थावाला जाति स्थविर कहा गया है। स्थानाङ्ग, समवायाङ्ग, का जो पाठी होता है वह श्रुत स्थविर कहा गया है। जो २० बीस वर्ष की पर्याय वाला होता है वह पर्याय स्थविर हैं। इनकी प्रत्यनीकता इस प्रकार से आती है–

जो शिष्य जाति आदि को लेकर इनका अर्थात् गुरुजनों का अवर्णवाद करता है, उनका विनय नहीं करता है उनके अहित करने में

---

કહ્યા છે. એટલે કે ગુરુજનો વિરોધીઓ ત્રણ પ્રકારના હોય છે. "तं जहा" જેવાં કે–"आयरियपडणीए, उवज्झायपडिणीए, थेरपडिणीए" १ આચાર્ય પ્રત્યનીક, ૨ ઉપાધ્યાય પ્રત્યનીક અને ૩ સ્થવિર પ્રત્યનીક અર્થનું જે વ્યાખ્યાન કરે છે તેમનુ નામ આચાર્ય છે. સૂત્રદાતાને ઉપાધ્યાય કહે છે. જાતિ, શ્રુત અને પર્યાયના ભેદથી સ્થવિર ત્રણ પ્રકારના હોય છે. ઉમરમાં જે મોટા હોય તેમને જાતિસ્થવિર કહે છે સાઠ વર્ષની ઉમરવાળાને જાતિસ્થવિર કહે છે. સ્થાનાગ, સમવાયાગ આદિના જે પાઠી હોય છે તેમને શ્રુતસ્થવિર કહે છે. જે ૨૦ વર્ષની પર્યાયવાળા (દીક્ષાવાળા) હોય છે, એવા સાધુને પર્યાયસ્થવિર કહે છે. તેમની પ્રત્યનીકતા આ પ્રકારે થતી હોય છે

જે શિષ્ય જાતિ આદિની અપેક્ષાએ ગુરુજનોનો અવર્ણવાદ કરે છે, તેમના પ્રત્યે વિનય બતાવતો નથી, તેમનુ અહિત કરવાને તત્પર રહે છે,

अहवावि सए एवं, उवएस परस्स वेइ एवं तु ।
दसविहवेयावच्चे, कायव्व सय न कुव्वंति ' ॥ २ ॥

छाया—मात्यादिमि अवर्णं मापते, वर्तते—न चापि उपास्ते ' विनय ' ।
अहितः छिद्रप्रेक्षी प्रकाशवादी 'दोपमकाशका ' अननुलोमा 'प्रतिकूल' ॥ १॥
अथवाऽपि वदेदेवम् उपदेशं परस्य ददात्येव तु ।
दशविधवैयावृत्त्य कर्त्तव्यं स्वय न कुर्वन्ति ॥ २ ॥

गौतमः पृच्छति-'गई णं भंते ! पडुच्च कइ पडिणीया पण्णत्ता ? हे भदन्त ! अयः प्रत्यनीकाः मानुष्यत्वादिगतिविरोधिनः प्रज्ञप्ता , भगवानाह-' त जहा-इह

लगा रहता है, छिद्रों की तलाश करता रहता है, उनके दोषों का प्रकाश करता है उनसे हमेशा प्रतिकूल होकर चलता है अथवा गुरुजनों से यों भी कहता है कि दूसरों के लिये उपदेश इस प्रकार से दिया जाता है। गुरुजनों का जो दश प्रकार से वैयावृत्त्य करना कहा गया है-उसे ये स्वय नहीं करते हैं। इस प्रकार की शिष्यजनों की प्रवृत्ति उनमें प्रत्यनीकता प्रदर्शित करती है। इस प्रत्यनीकता के संबंध से वे शिष्य भी यहां प्रत्यनीक प्रकट किये गये हैं॥ १ ॥ २ ॥

अब गौतमस्वामी प्रभु से ऐसा पूछते हैं-( गइ ण भंते ! पडुच्च कइ पडिणीया पण्णत्ता ) मनुष्यत्व आदि रूप गति को लेकर हे भदन्त ! कितने प्रत्यनीक कहे गये हैं ? उत्तर में प्रभु कहते हैं-( गोयमा ) हे गौतम ! ( तओ पडिणीया पण्णत्ता ) मानुष्यत्व आदि गति को आश्रित करके प्रत्यनीक-मानुष्यत्वादि गति विरोधी तीन कहे गये हैं- ( तं

તેમના છિદ્રો શોધ્યા કરે છે, તેમના દોષોને પ્રકટ પાડે છે તેમની વિરુદ્ધ વર્તન કર્યા કરે છે અથવા ગુરુજનોને એમ કહે છે કે તમારે બીજાને આ પ્રમાણે ઉપદેશ આપવો જોઈએ, જે દશ પ્રકારે ગુરુજનોનું વૈયાવૃત્ય કરવાનુ કહ્યું છે તે પ્રમાણે તે પોતે વૈયાવૃત્ય કરતો નથી આ પ્રકારની શિષ્યોની જે પ્રવૃત્તિ હોય તો તેમનામાં પ્રત્યનીકતા છે તેમ કહી શકાય છે આ પ્રત્યનીકતાની અપેક્ષાએ એવા શિષ્યોનેપણ અહીં પણ પ્રત્યનીક જ કહેવામાં આવ્યા છે

હવે ગૌતમસ્વામી મહાવીરપ્રભુને એવો પ્રશ્ન પૂછે છે કે- ' गइ णं भंते ! पडुच्च कइ पडिणीया पण्णत्ता ? ' હે ભદન્ત ! મનુષ્યત્વ આદિરૂપ ગતિની અપેક્ષાએ પ્રત્યનીક કેટલા પ્રકારના કહ્યા છે ? મહાવીર પ્રભુ કહે છે— ' गोयमा ! " હે ગૌતમ ! " तओ पडिणीया पण्णत्ता મનુષ્યત્વ આદિ ગતિની અપેક્ષાએ પ્રત્યનીક-મનુષ્યત્વ આદિ ગતિ વિરોધી-ત્રણ પ્રકારના કહ્યા છે

लोगपडिणीए, परलोगपडिणीए, दुहओलोगपडिणीए' तद्यथा-इहलोकप्रत्यनीकः, परलोकप्रत्यनीकः, द्विधातो लोकप्रत्यनीकः, तत्र इहलोकस्य प्रत्यक्षस्य मानुषत्वलक्षणपर्यायस्य प्रत्यनीको विरोधी इन्द्रियार्थप्रतिकूलकारित्वात् पञ्चाग्नितपस्विवद् इहलोकप्रत्यनीकः उच्यते, परलोकस्य जन्मान्तरस्य प्रत्यनीकः विरोधी इन्द्रियार्थतत्परत्वात् परलोकप्रत्यनीकः, द्विधातोलोकस्य उभयलोकस्य प्रत्यनीकश्च स्तेयादिभिरिन्द्रियार्थसाधनतत्परो द्विधातोलोकप्रत्यनीकः उच्यते, गौतमः पृच्छति-'समूहं णं भंते ! पडुच्च कइ पडिणीया पण्णत्ता ?' हे भदन्त ! समूहं श्रमणसमुदायं खलु प्रतीत्य-आश्रित्य कति कियन्तः प्रत्यनीकाः विरोधिनः प्रज्ञप्ताः ? भगवानाह-'गोयमा ! तओ पडिणीया पण्णत्ता' हे गौतम ! त्रयः प्रत्यनीकाः

---

जहा) जैसे (इहलोगपडिणीए, परलोगपडिणीए, दुहओ लोगपडिणीए) इहलोक प्रत्यनीक परलोकप्रत्यनीक, उभयलोकप्रत्यनीक, इन्द्रियार्थप्रतिकूलकारी होने से पञ्चाग्नि तापते हैं वह इहलोकप्रत्यनीक है। तात्पर्य यह है कि-इन्द्रियादिक से प्रतिकूल अज्ञानमूलक कष्टाचरण करने वाला जो जीव है वह इहलोक प्रत्यनीक है क्यों कि ऐसी क्रियाएं प्रत्यक्षभूत इस मानुष पर्याय के विरुद्ध हैं। इन्द्रियों के विषयों में सदा तत्पर रहने वाला जीव परलोकप्रत्यनीक है चोरी आदि कुकर्मों द्वारा इन्द्रियों के विषय को पोषण करने में तत्पर बना रहने वाला जीव उभयलोक-प्रत्यनीक है। अब गौतम प्रभुसे ऐसा पूछते हैं-(समूहणणं भंते ! पडुच्च कइ पडिणीया पन्नत्ता) हे भदन्त ! समूह को-श्रमण समुदाय को लेकर के कितने प्रत्यनीक-विरोधी कहे गये हैं ? अर्थात् श्रमणसमुदाय के कितने विरोधी कहे गये हैं-इसके उत्तर में प्रभु कहते हैं (गोयमा) हे

---

"त जहा" જેવાં કે-"इहलोगपडिणीए, परलोगपडिणीए, दुहओलोग पडिणीए" ૧ ઈહલોકપ્રત્યનીક, ૨ પરલોકપ્રત્યનીક, ૩ ઉભયલોકપ્રત્યનીક

જે જીવ ઇન્દ્રિયોવડે પ્રતિકુળ અજ્ઞાનમૂલક કષ્ટાચરણ કરે છે, એવા જીવોને ઇહલોક પ્રત્યનીક કહે છે, કારણ કે એવી ક્રિયાઓ પ્રત્યક્ષભૂત આ મનુષ્યપર્યાયની વિરૂદ્ધ હોય છે.

ઈન્દ્રિયોના વિષયોમા સદા પ્રવૃત્ત રહેનારો જીવ પરલોક પ્રત્યનીક હોય છે. ચોરી આદિ કુકર્મો વડે ઇન્દ્રિયોના વિષયોને પોષનારો જીવ ઉભયલોક પ્રત્યનીક કહેવાય છે.

હવે ગૌતમસ્વામી સમૂહ પ્રત્યનીકની અપેક્ષાએ મહાવીરપ્રભુને આ પ્રમાણે પ્રશ્ન પૂછે છે—"समूहण्ण भंते ! पडुच कइ पडिणीया पण्णत्ता ?" હે ભદન્ત ! શ્રમણ સમુદાયની અપેક્ષાએ પ્રત્યનીક (વિરોધી) કેટલા પ્રકાર કહ્યા છે ?

साधुसमुदायस्य विरोधिनः प्रज्ञप्ता, तानेवाह–' त जहा कुलपडिणीए, गणपडिणीए, संघपडिणीए ' तद्यथा–कुलप्रत्यनीक, गणप्रत्यनीक, संघप्रत्यनीकः', तत्र कुल चान्द्रादिक, तत्समुदायो गणः–कोटिकादि', तत्समुदायः संघः, एतेषां प्रत्यनीकतावाचावर्णवादा ( निन्दा ) दिभिर्भवति कुलादिलक्षणं चेत्थम्—

' एत्थ कुल विन्नेय, एगायरियस्स संतईमा उ।
तिण्ह कुलाण मिहो पुण, सावेक्खाणं गणो होइ ॥ १ ॥
सव्वोवि नाणदसणचरणगुणविहूसियाण समणाणं।
समुदाओ पुण संघो, गणसमुदाओ–त्ति काऊण " ॥२॥

छाया—अत्र कुल विज्ञेयम् एकाचार्यस्य सन्ततिः या च।
त्रयाणां कुलानां मिथः पुन सापेक्षाणां गणो भवति ॥ १ ॥
सर्वोऽपि ज्ञानदर्शनचरणगुणविभूषितानां श्रमणानां
समुदायः पुनः संघो गणसमुदाय इति कृत्वा ॥ २ ॥

---

गौतम ! ( तओ पडिणीया पण्णत्ता ) साधुसमुदाय के प्रत्यनीक विरोधी तीन कहे गये हैं ( त जहा ) जो इस प्रकार से हैं ( कुलपडिणीए, गणपडिणीए, संघपडिणीए ) कुलप्रत्यनीक, गणप्रत्यनीक और संघप्रत्यनीक। चान्द्र आदि गच्छ को कुल कहते हैं और कुलोंके समुदाय को गण कहते हैं, और गणों के समुदायको संघ कहते हैं सो इनकी निन्दा आदि करने से करने वाले जीव में प्रत्यनीकता आती है, कुल आदिका लक्षण इस प्रकार से कहा गया है–

एक आचार्य की सतति का नाम कुल है। तीन कुलों के समूह का नाम गण है। तथा ज्ञान–दर्शन और चारित्र गुण से विभूषित हुए श्रमणों के समूह का नाम संघ अथवा गण समुदाय को संघ कहते हैं।

---

મહાવીર પ્રભુનો ઉત્તર- 'ગોયમા' હે ગૌતમ ! ' तओ पडिणीया पण्णत्ता " સાધુ સમુદાયના પ્રત્યનીક ( વિરોધી ) ત્રણ પ્રકારના કહ્યા છે ' त जहा " તે ત્રણ પ્રકારો આ પ્રમાણે છે—" कुलपडिणीए गणपडिणीए, संघपडिणीए " ૧ કુલપ્રત્યનીક, ૨ ગણપ્રત્યનીક અને ૩ સંઘપ્રત્યનીક ચાન્દ્ર આદિ ગચ્છને કુલ કહે છે કુલોના સમુદાયને ગણ કહે છે, અને ગણોના સમુદાયને સંઘ કહે છે તેમની નિન્દા વગેરે કરનાર જીવને તેમના વિરોધી માનવામાં આવે છે કુલ આદિનું લક્ષણ નીચે પ્રમાણે બતાવ્યું છે—

એક આચાર્યની સંતતિને કુલ કહે છે ત્રણ કુલોના સમૂહને ગણ કહે છે તથા જ્ઞાન, દર્શન અને ચારિત્ર ગુણથી વિભૂષિત એવા શ્રમણોના સમૂહને સંઘ કહે છે અથવા ગણ સમુદાયને પણ સંઘ કહે છે

गौतमः पृच्छति-'अणुकंपं पडुच्च पुच्छा ?' हे भदन्त ! अनुकम्पां भक्तपानादिभिरनुग्रहं प्रतीत्य आश्रित्य पृच्छा प्रश्नः ? तथा च कियन्तः अनुकम्पा प्रत्यनीकाः अनुकम्पाया विरोधिनः प्रज्ञप्ताः, तानेवाह-'तं जहा-तवस्सिपडिणीए, गिलाणपडिणीए, सेहपडिणीए' तद्यथा-तपस्विप्रत्यनीकः, ग्लानप्रत्यनीकः, शैक्षप्रत्यनीकः, तत्र तपस्विनः क्षपणकस्य प्रत्यनीकः विरोधी तपस्विप्रत्यनीकः, ग्लानस्य रोगादिभिरसमर्थस्य प्रत्यनीको-विरोधी ग्लानप्रत्यनीकः, शैक्षस्य नूतनप्रव्राजितस्य प्रत्यनीको विरोधी शैक्षप्रत्यनीकः उच्यते, तत्र शिक्ष्यते इति शिक्षः, शिक्षएव शैक्षः 'प्रज्ञादित्वात् स्वार्थे अण् नवदीक्षित इत्यर्थः। एतेषां हि-षड्जीवनिकायानाम् अननुकम्पकतया तदकरणाऽकारणाभ्यां च प्रत्यनीकता भवति, गौतमः पृच्छति-सुयं णं भंते ! पडुच्च पुच्छा' हे भदन्त ! श्रुतं खलु प्रतीत्य आश्रित्य पृच्छा

अब गौतमस्वामी प्रभु से ऐसा पूछते हैं-(अणुकंपं पडुच्च पुच्छा) हे भदन्त ! भक्त, पान आदि द्वारा अनुग्रह करने रूप अनुकम्पा को आश्रित करके प्रत्यनीक कितने कहे गये है ? अर्थात् अनुकम्पा के विरोधी कितने कहे गये हैं ? उत्तरमें प्रभु कहते हैं-(गोयमा) हे गौतम ! (तओ पडिणीया पण्णत्ता) अनुकम्पा के विरोधी तीन कहे गये है 'तं जहा) जो इस प्रकार है 'तवस्सि पडिणीए, गिलाणपडिणीए, सेह पडिणीए' तपस्विप्रत्यनीक, ग्लानप्रत्यनीक, और शैक्षप्रत्यनीक इनमें जो क्षपणक का विरोधी है वह तपस्विप्रत्यनीक है, रोगादि के द्वारा असमर्थ बने हुए का जो विरोधी है वह ग्लानप्रत्यनीक है तथा नूतनदीक्षित हुए का जो विरोधी है वह शैक्षप्रत्यनीक है। 'सुयण्णं भंते ! पडुच्च पुच्छा' हे भदन्त ! श्रुत के प्रत्यनीक-विरोधी कितने कहे गये

હવે ગૌતમસ્વામી અનુકંપા પ્રત્યનીક વિષે પ્રશ્ન પૂછે છે—"अणुकंपं पडुच पुच्छा" હે ભદન્ત ! આહાર, પાણી આદિ દ્વારા અનુગ્રહ કરવારૂપ અનુકંપાની અપેક્ષાએ કેટલા પ્રકારના પ્રત્યનીક કહ્યા છે ?

ઉત્તર—"गोयमा !" હે ગૌતમ ! "तओ पडिणीया पणत्ता-तं जहा" અનુકંપાના વિરોધીઓ ત્રણ પ્રકારના કહ્યા છે તે ત્રણે પ્રકારો નીચે પ્રમાણે છે-"तवस्सिपडिणीए, गिलाणपडिणीए, सेहपडिणीए" ૧ તપસ્વી પ્રત્યનીક, ગ્લાન પ્રત્યનીક અને ૩ શૈક્ષપ્રત્યનીક ક્ષપણકના જે વિરોધીઓ હોય છે તેમને તપસ્વી પ્રત્યનીક કહે છે, રોગાદિ દ્વારા શક્તિહીન બનેલા સાધુઓના જે વિરોધીઓ છે તેમને ગ્લાન પ્રત્યનીક કહે છે. નવદીક્ષિત સાધુના વિરોધીઓને શૈક્ષપ્રત્યનીક કહે છે.

प्रश्नः, तथा च श्रुतप्रत्यनीकाः कियन्तः प्रज्ञप्ताः ? भगवानाह–' गोयमा ! तओ पडिणीया पण्णत्ता ' हे गौतम ! त्रयः प्रत्यनीकाः श्रुतस्य विरोधिनः प्रज्ञप्ताः, तानेवाह–' तं जहा–सुत्तपडिणीए, अत्थपडिणीए, तदुभयपडिणीए ' तद्यथा–सूत्रप्रत्यनीकः, अर्थप्रत्यनीकः, तदुभयप्रत्यनीकः, तत्र सूत्रस्य व्याख्येयस्य मूलसूत्रस्य प्रत्यनीको विरोधी सूत्रप्रत्यनीकः, अर्थस्य सूत्रव्याख्यानरूपस्य अभिधेयस्य प्रत्यनीको विद्वेषी अर्थप्रत्यनीकः, तदुभयस्य सूत्रार्थोभयरूपस्य प्रत्यनीको विद्वेषी तदुभयप्रत्यनीकः उच्यते, तेषां प्रत्यनीकता चेत्यम्—

" काया वया य तेच्चिय ते चेव पमायअप्पमायाय ।
मोक्खाहिगारियाणं, जोइसजोणीहिं किं कज्ज ? " ॥ १ ॥

छाया—कायेन वचसा च तौ चैव प्रमादिनः अप्रमादिनश्च ।
मोक्षाधिकारिणां ज्योतिष्कयोनिभिः किं कार्यम् ॥

इत्यादिरूपेण दूषणोद्भावनरूपा बोध्या । गौतमः पृच्छति–' भावं णं भंते ! पडुच्च पुच्छा ? ' हे भदन्त ! भाव खलु भवीस्य आश्रित्य पृच्छा प्रश्नः ? तथा च भावप्रत्यनीकाः कियन्तः प्रज्ञप्ताः ? इति प्रश्नः, भगवानाह–' गोयमा ! तओ

है ? उत्तर में प्रभु कहते है–' गोयमा ' हे गौतम ! ' तओ पडिणीया पण्णत्ता ' श्रुत के विरोधी तीन कहे गये है–' तं जहा ' जो इस प्रकार से है–' सुत्तपडिणीए, अत्थपडिणीए, तदुभयपडिणीए ' सूत्रप्रत्यनीक, अर्थप्रत्यनीक और तदुभयप्रत्यनीक जो व्याख्येय मूलसूत्र का प्रत्यनीक विरोधी होता है वह सूत्रप्रत्यनीक है सूत्र व्याख्यानरूप अर्थ का अभिधेय का–जो विरोधी होता है वह अर्थप्रत्यनीक है। सूत्र और अर्थ इन दोनों का जो विरोधी-विद्वेषी होता है वह तदुभय प्रत्यनीक है।

अब गौतमस्वामी प्रभु से ऐसा पूछते है–' भाव णं भंते ! पडुच्च पुच्छा ' हे भदन्त ! भाव के विरोधी कितने कहे गये हैं–उत्तर

ગૌતમસ્વામીનો પ્રશ્ન–" सुयण्णं भंते ! पडुच्च पुच्छा ' હે ભદન્ત ! શ્રુતના વિરોધી કેટલા કહ્યા છે ? ઉત્તર–' गोयमा ! " હે ગૌતમ ! ' तओ पडिणीया पण्णत्ता–तं जहा ' શ્રુત પ્રત્યનીકના નીચે પ્રમાણે ત્રણ પ્રકાર કહ્યા છે –" सुत्तपडिणीए अत्थपडिणीए, तदुभयपडिणीए " ૧ સૂત્ર પ્રત્યનીક, ૨ અર્થ પ્રત્યનીક અને ૩ તદુભય પ્રત્યનીક વ્યાખ્યેય મૂળ સૂત્રના વિરોધીને સૂત્ર પ્રત્યનીક કહે છે સૂત્ર વ્યાખ્યાનરૂપ અર્થનો અભિધેયનો–જે વિરોધી હોય છે તેને અર્થ પ્રત્યનીક કહે છે, સૂત્ર અને અર્થ, એ બન્નેના વિરોધીને તદુભય પ્રત્યનીક કહે છે

હવે ગૌતમસ્વામી મહાવીરપ્રભુને એવો પ્રશ્ન પૂછે છે કે–" भाव णं भंते ! पडुच्च पुच्छा " હે ભદન્ત ! ભાવના વિરોધી કેટલા કહ્યા છે ? તેનો ઉત્તર

पडिणीया पण्णत्ता ' हे गौतम ! त्रयः प्रत्यनीकाः भावस्य विद्वेषिणः प्रज्ञप्ताः, तानेवाह-' तं जहा-नाणपडिणीए, दंसणपडिणीए, चरित्तपडिणीए ' तद्यथा-ज्ञानप्रत्यनीकः, दर्शनप्रत्यनीकः, चारित्रप्रत्यनीकश्च, अयमाशयः-भावः पर्यायः, स च जीवाजीवगतः, तत्र जीवस्य प्रशस्तोऽप्रशस्तश्च, तत्र प्रशस्तः क्षायिकादिः, अप्रशस्तः-विवक्षयौदयिकः, क्षायिकादिः पुनर्ज्ञानादिरूपोऽतो भावान् ज्ञानादीन् प्रति प्रत्यनीकता च तेषां मिथ्याप्ररूपणतः, दूषणतो वा भवति, तथा चोक्तम्-

' पाययसुत्तनिबद्धं, को वा जाणइ पणीय केणेयं ? ।
किं वा चरणेणं तु, दाणेण विणा उ हवइ त्ति ? " ॥१ ॥

छाया--प्राकृतसूत्रनिबद्धं को वा जानाति प्रणीतं केनेदम् ।
किं वा चरणेन तु दानेन विना तु भवति इति ॥ सू० १ ॥

---

में प्रभु कहते हैं-' गोयमा ' हे गौतम ! ' तओ पडिणीया पण्णत्ता ' भाव के प्रत्यनीक-विद्वेषी तीन कहे गये हैं जो इस प्रकार से हैं-' नाणपडिणीए दंसणपडिणीए, चरित्तपडिणीए, ' ज्ञानप्रत्यनीक, दर्शन प्रत्यनीक और चारित्रप्रत्यनीक-तात्पर्य यह है-भाव नाम पर्याय का है। यह पर्याय जीव में भी होती है और अजीव में भी होती है। जीव में प्रशस्त और अप्रशस्त दोनों प्रकार की पर्याय होती है-क्षायिक आदिरूप प्रशस्तपर्याय होती है, और विवक्षावश अप्रशस्त पर्याय औद-यिक आदिरूप होती है। क्षायिक ज्ञानादिरूप भावों के प्रति प्रत्यनीकता यही है जो इनकी मिथ्याप्ररूपणा की जाती है। अथवा इनमें जो दूषण लगाया जाता है वह भी इनकी प्रत्यनीकता है।

कहा भी है-' पायय सुत्त ' इत्यादि। प्राकृतसूत्र से रचित हुए को

---

આપતા પ્રભુ કહે છે-" तओ पडिणीया पण्णत्ता-तं जहा " હે ગૌતમ ! ભાવ પ્રત્યનીક (ભાવ વિદ્વેષી) ના નીચે પ્રમાણે ત્રણ પ્રકાર કહ્યા છે-" नाण पडिणीए, दंसणपडिणीए, चरित्तपडिणीए" ૧ જ્ઞાનપ્રત્યનીક ૨ દર્શનપ્રત્યનીક અને ૩ ચારિત્ર પ્રત્યનીક. તેનું તાત્પર્ય નીચે પ્રમાણે છે-ભાવ એટલે પર્યાય આ પર્યાય જીવમાં પણ હોય છે અને અજીવમાં પણ હોય છે. જીવમાં પ્રશસ્ત અને અપ્રશસ્ત, એ બન્ને પ્રકારની પર્યાય હોય છે. ક્ષાયિક આદિરૂપ પ્રશસ્ત પર્યાય હોય છે. અને અપ્રશસ્ત પર્યાય ઔદારિક આદિરૂપ હોય છે ક્ષાયિક જ્ઞાનાદિરૂપ ભાવો પ્રત્યેની પ્રત્યનીકતા (વિરોધી વૃત્તિ) એટલે કે તેમની મિથ્યાપ્રરૂપણા કરવી તે અથવા એમા જે દોષ લગાડવામાં આવે છે. એ પણ તેના પ્રત્યેની પ્રત્ય-નીકતા જ ગણાય છે. કહ્યુ પણ છે કે—" पायय सुत्त " ઈત્યાદિ પ્રાકૃત સૂત્રને

व्यवहारवक्तव्यता ।

गुर्वादिभावान्तस्य मत्यनीकाम अपुनःकरणेनाभ्युत्थिताः शुद्धिमर्हन्ति, शुद्धिश्च व्यवहाराद् भवति, अतो व्यवहारं प्ररूपयितुमाह-' कइविहेण ' इत्यादि ।

मूलम्—कइविहे णं भंते ! ववहारे पण्णत्ते ? गोयमा ! पंच विहे ववहारे पण्णत्ते, तं जहा-आगमे१ सुए२ आणा३ धारणा४ जीए५। जहा से तत्थ आगमे सिया आगमेण ववहारं पट्टवेज्जा। णो य से तत्थ आगमे सिया जहा से तत्थ सुए सिया, सुएण ववहारं पट्टवेज्जा। णो वा से तत्थ सुए सिया जहा से तत्थ आणा सिया आणाए ववहारं पट्टवेज्जा। णो य से तत्थ आणा सिया, जहा से तत्थ धारणा सिया, धारणाए णं ववहारं पट्टवेज्जा। णो य से तत्थ धारणा सिया, जहा से तत्थ जीए सिया, जीएणं ववहारं पट्टवेज्जा। इच्चेएहिं पंचहिं ववहारं पट्टवेज्जा, तं जहा-आगमेण, सुएण, आणाए, धारणाए, जीएण। जहा जहा से आगमे सुए आणा, धारणा जीए तहा तहा ववहारं पट्टवेज्जा। से किमाहु भंते ! आगमबलिया समणा निग्गंथा, इच्चेयं पंच विहं ववहारं जया जया जहिं जहिं तहा तहा तहिं तहिं अणिस्सिओवस्सियं सम्मं ववहरमाणे समणे निग्गंथे आणाए आराहए भवइ ॥ सू० २ ॥

छाया—कतिविधः खलु भदन्त ! व्यवहारः प्रज्ञप्तः ? । गौतम ! पञ्चविधो व्यवहारः प्रज्ञप्तः, तद्यथा-आगमः, श्रुतम्, आज्ञा, धारणा जीतम् यथा स तत्र

---

कौन जानता है ? न मालूम यह किसने बनाया है ? दान से रहित अकेले चारित्र से क्या होता है ? । सू०१॥

---

આધારે વ્યક્તિને કેવળ આવે છે ? શી ખબર તે કોણે બનાવ્યુ છે ? દાનથી રહિત એકલા ચારિત્રથી શું વળે ?' આ પ્રકારની માન્યતાને આવમત્ય ની તા કરે છે ॥ સૂ ૧ ॥

आगमः स्यात्, आगमेन व्यवहारं प्रस्थापयेत्। नो च तत्र तत्र आगमः स्यात्, यथा तस्य तत्र श्रुतं स्यात्, श्रुतेन व्यवहारं प्रस्थापयेत्, नो वा तस्य तत्र श्रुतं स्यात्, यथा तस्य तत्र आज्ञा स्यात्, आज्ञया व्यवहारं प्रस्थापयेत्। नो च तस्य

---

॥ व्यवहार वक्तव्यता ॥

'कइविहे णं भंते! ववहारे पण्णत्ते' इत्यादि।

सूत्रार्थ—'कइविहे णं भंते! ववहारे पण्णत्ते' हे भदन्त व्यवहार कितने प्रकार का कहा गया है? 'गोयमा' हे गौतम। 'पंचविहे ववहारे पण्णत्ते' व्यवहार पांच प्रकार का कहा गया है (तं जहा) जो इस प्रकार से है 'आगमे, सुए, आणा धारणा, जीए' आगमव्यवहार, श्रुतव्यवहार, आज्ञाव्यवहार, धारणाव्यवहार और जीतव्यवहार 'जहा से तत्थ आगमे सिया, आगमेणं ववहार पट्ठवेज्जा, णो य से तत्थ आगमे सिया जहा से तत्थ सुए सिया, सुएणं तत्थ ववहारं पट्ठवेज्जा' इस पांच प्रकार के व्यवहार में जैसा वहां वह आगम हो, उस आगम से वहां व्यवहार चलाना चाहिये यदि वहां पर आगम नहीं हो तो जैसा वहां पर श्रुत हो उस श्रुत से वहां पर व्यवहार चलाना चाहिये। 'णो वा से तत्थ सुए सिया, जहा से तत्थ आणा सिया, अणाए ववहारं पट्ठवेज्जा, णो य से तत्थ आणा सिया, जहा से तत्थ धारणा सिया,

---

વ્યવહાર વક્તવ્યતા—

"कइविहेणं भंते! ववहारे पण्णते" ઇત્યાદિ

સૂત્રાર્થ—(कइविहेण भंते! ववहारे पण्णत्ते?) હે ભદન્ત! વ્યવહારના કેટલા પ્રકાર કહ્યા છે? (गोयमा!) હે ગૌતમ! (पंचविहे ववहारे पण्णत्ते) વ્યવહારના પાંચ પ્રકાર કહ્યા છે. (त जहा) તે પ્રકારો નીચે પ્રમાણે છે-(आगमे, सुए, आणा, धारणा, जीए) ૧ આગમવ્યવહાર, ૨ શ્રુતવ્યવહાર, ૪ આજ્ઞાનવ્યવહાર અને ૫ જીતવ્યવહાર (जहा से तत्थ आगमे सिया, आगमेणं ववहार पट्ठवेज्जा, णो य से तत्थ आगमे सिया जहा से तत्थ सुए सिया, सुएणं ववहार पट्ठवेज्जा) આ પાંચ પ્રકારના આગમમાંથી જેવો ત્યાં તે આગમ હોય, એવા આગમથી ત્યાં વ્યવહાર ચલાવવો જોઇએ, જો ત્યાં આગમનો આશ્રય લઈ શકાય તેમ ન હોય તો જેવું શ્રુત ત્યાં હોય એવા શ્રુતથી વ્યવહાર ચલાવવો જોઇએ (णो वा से तत्थ सुए सिया, जहा से तत्थ आणासिया, आणाए ववहार पट्ठवेज्जा, णो य से तत्थ आणासिया जहा

